૧૯૯૪

# "ગુજરાતના ખેરખાહ દોસ્ત"

## ( રા. સા. 'કીકાભાઈનું' ગત થવું. )

દોહરા.

જાણી કીકાભાઈમો, કાળ ભગ્યો આ વાર;
દીલગીરી આ દેહમાં, ઉપજી અપરંપાર. ૧
ઉત્તમ નીતિ આચરી, ઉત્તમ કીધું કામ;
ઉત્તમ જશ એ નામને, કહે કવિ ઉત્તમ આમ. ૨

લલીત છંદ.

અરર શું! થયું! આ અચાનકે,
રતન રે ગયું હાથથી શકે;
વિરહ દાહ દૈ દેશિ મિત્રને,
રઝળતાં કર્યાં બાળ અત્રને. ૩
ગુર્જરી પ્રજા પ્રેમી પરાહુરી,
સદન સ્ત્રિસગાં સ્નેહિઆં ધરી;
અરર ચાલિયા ચિત્ત ચચેરે,
"વરતમાન" હાં! સચન સાથરે. ૪
ચતુર વર્ષનું બાળ લાડકું.

---

સત્ર મિત્ર કીકાભાઈની મૈત્રિરૂપ તનમાર કાયમને સારૂ યાદ માંરહે એટલા સારૂ આ ગ્રંથ તેમના વિરહ દુખથી પીડીત થતાપરમ સ્નેહીભાઈ કૃપાશંકર પ્રભાશંકર ખંભાતનીવાળાએ પોતાની મદદથી આલમને નજર થવા છપાવી પ્રસિદ્ધ કીધીછે.

એમનો જન્મ સંવત ૧૯૦૨ ની સાલમાં થયો. પોતે ૩૮ વર્ષની નાની વયમાં એટલે ચાલતા માસનીતા ૨૬ મી બુધવાર સાંજના તાવની માંદગીને લીધે પરલોક વાસી થયા. મરનાર

રૂદન એહનું કાન ના ધર્યું;
કરૂર કાં! થયા રે દયા તજી.
સબળ સાથિ હાં! ચાલિયા સજી. ૫
ગબરૂ બાળની હાય શી વલે,
હૃદય ફાટ હાં! રે રડી મરે;
કરમિ જાય આ ફુલ ગુલાબનું,
કર ગ્રહી વગે કો કરે સખું. ૬
વદન ઝાંખતું હાય આ કર્યું,
નજરના ઠરે વીલપી વર્યું;
તમ જતાં ખરે પ્રાણ ત્યાગશી,
અરર હાયરે હાય શું થશી. ૭
દીલ દયા ધરો આમ કાં! ફરો,
દિન જનો તણો હાય છે મરો;
ઢળિ જતાં તમો ધીંગિ ઢાલડી,
વિલપિ વારૂ હાં! રે રડી રડી. ૮
પર વશી પડયાં ઓ! પુકારીએ,
મન કયમે કરી આજ વારિયે;
વિટળિ આ રહ્યાં બાળકાં રૂએ;
સમિપ તેડિકો દુખડાં ખુએ. ૯

---

ભલા, ભોળા, માયાળુ, સહનળ, ઉદાર અને બાહાદુર હતા. તેમણે પ્રજાહિતના અને ગરીબોના કામકાજો કરવામાં પોતાની બધી જીંદગી ગુજારી. ગુજરાતી, મરાઠી અને ઇંગ્રેજી એ ત્રણ ભાષા તેઓ જાણતા હતા. પ્રથમ બી.બી. એંડ સી. આઇ. રેલવેમાં ઓડીટ ઓફીસમાં મરનારને નોકરી મળી ત્યાર બાદ મુંબાઇ મ્યુનીશીપાલેટીમાં નોકરી રહ્યા હતા. શીવાય કમીસેરીએટ ખાતામાં પણ જે અરસામાં આબી સીની-

દિપુરિ બેલ હાં! દેશિ મિત્રની,
થઈ થશે ન મૈત્રિ વિચિત્રની;
સજળ નેત્રથી આંસુડાં ઝરે,
અરર હે હરે હે હરે હરે. ૧૦
હસતું મુખડું શોકમાં શમ્યું.
રઝળતાં કરી કાં! જવું ગમ્યું;
ગમતુ ના થવુ જુદું કો! સમે.
વિસરિ ચાલિયા હાલતો કયમે. ૧૧
અબળ જાતિની દાઝ વિસરી,
નિજ પ્રિયા અરે રે કરી પરી.
ઉભય પૂત્ર પૂત્રિ શીશુ વયે,
વિસરિ ચાલિયા કોણ આસરે; ૧૨
જન સમુહ આ ગ્રામ વાસિયો,
નયન હાં! ભરે નીર ત્રાસિઓ!;
પરમ પ્યાર તે કેમ વિસરે,
દિલગિરી વધુ દીલરે પરે. ૧૩
પુરહુમાયતે આગળે પડી,
તન મને ધને સાહ્યતા કરી;
મદદ મ્હારથી ના ભુલાયરે,

---

પામાં લડાઈ ચાલતી હતી ત્યારે તેમણે નોકરી કરેલીહતી પ-
છીતેનોકરી છોડી પોતે સુરતમાં બુક ડીપો કાઢી પારકાના તા-
બામાં રહી નોકરી કરવા કરતાં સ્વતંત્રપણે વેપાર ચલાવવા
માં એમની અતીશય પ્રીતી હતી. અને એથી કરી મરનારે
સંને૧૮૬૯માં છાપખાનુ કાઢયું બાદ ૧૮૭૦માં ગુજરાતમીત્ર
વેચાણ લીધું. વેચાણ લેતી વખતે કંપની ઉભી કરીને તેમાં
સામેલ રહી કામ કરતા હતા પણ તેમાં જરા નછુટી જેવાં

જન સહુ વદે ત્રાહિ ત્રાહિરે. ૧૪
અમલદારથી વાજ આવિયા,
તમ થકી વધુ વારૂ ફાવિયા;
વિપત વેઠને દાણ દુભવે,
કર કહાડવા કો મથે હવે. ૧૫
દશા ડુબી ગઈ દેશિ મીત્રની,
સુરત વાસિની શીર છત્રની;
કરૂણ શીળ ઓ! સિંહુ શા સખા,
તમ વિના હવે ક્યાં કહુ વખા. ૧૬
ઉમળકો ધરી ક્યાં ઉચ્ચારિયે,
અરજ દાદ જૈ ક્યાં પુકારિયે;
દશા ફીટી ગઈ આપની ખરી,
નિડર હામી કો ક્યાં મળે ફરી. ૧૭
ભર સ્વત બતા ન્યુસમાં ભરી,
જનહિત તારશે વાપરી નરી;

---

ગેર સમજુત થવાથી તે કુંપની સાથનો પોતાનો સબંધ સને ૧૮૭૭માં છોડયો ને બીજુ છાપખાનુ વસાવવા ઈરાદો કીધો પણ મી૰મંછારામ કુંપની પાસેથી છાપખાનુ અને ગુજરાત મીત્ર ખરીદ કીધાં અને પોતાની સાથે રા.સા. ફીરદોસભાઈને જોડી લીધા. અને ભાગીદાર કીધા તે મરણ સુધી એ નભ્યું ચાલ્યું લવાદ કોર્ટ સ્થાપવાની આગેવાની કરનાર પણ મરનારજ હતા અને તે કોરટમાં લવાદ તરીકેનુ કામ પણ ધરમ દાખલ કરતા. મરનારને સારાં કામો કરવાની ઘણી હોંસ હતી અત્રે પ્રજા સમાજનામની સભા સ્થાપન થઈ હતી તેના સેક્રટરી પણ પાછળથી એજ થયા હતા. એ સભા પડી ભાગવાથી હિતવરધક સભા સ્થાપન કરીને તેના સેક્રેટરી પણ એજ થયા. શ્રાવકોના પાલીતાણાના ધાર્મની આણંદજી કલ્યાણજીની પેહેડી ચલાવનાર

હુરકતો સઘ્ઘી જોષ જુઝિયા,
સમ "કીકાભઇ" કો થશે થયા. ૧૮
પરગજુ પુતી પીડતો હુરે,
દીલ દયા વધુ દીનની ધરે;
અફસુસ લાગણી લેખિ લાયકે,
નથી થયા થશે આ જગે શકે. ૧૯
પુરજને વધુ પ્યાર મેળવ્યો,
ગરવ મુકત થૈ ગુણ કેળવ્યો;
હુરદમે રહ્યા હોંશ આદરી,
સમ "કીકાભઇ" ક્યાં મળે ફરી. ૨૦
સુરત સોચતી હાય શોકમાં,
નિજ હુમાયતી પેખી જોખમાં;
પટકી પિંડને પ્રાણ ત્યાગતી,
સમિપ જાણી હાં! આવી ભાંગતી. ૨૧
સકળ વસ્ત્ર રે શોકનાં ધર્યાં,

---

પર દેખરેખ રાખનાર મંડળી અમદાવાદમાં સ્થાપન થઇ ત-માં સુરત તરફના પ્રતિનીધી મરનારજ હતા તથા દેશી હુ-ન્નરકળા ઉતેજક મંડળી મરનારેજ ઉભી કરી તેના સેક્રેટરી થયા હતા. મ્યુનીસીપાલીટીની આબતી સાલની ચુટણી વખતે પ્રજા તરફથી કમીસ્નર તરીકે ચુટાયા હતા. હિંદુ નિરાશ્રીત ફંડ માટે નાણાં ભેગાં કરી તેમાંથી આંધળા લુલાઓને કપડાં વહે-ચવામાં પણ મરનાર સામેલ હતા. આમ રેલ જેવી આફતો વખતે પ્રજાની સેવા બજાવવા કેડ બાંધતા વિગરે અનેક સારા કામમાં ભાગ લેતા. એથી એમના પર એકાદ બે ચંડાળોનો અદેખાઇ થઇ અને સન ૧૮૭૮ માં સુરતમાં જ્યારે લાઇસન્સ ટેકસની બાબતમાં ફીતુર ઉઠયું ત્યારે તે ઉઠાવ-વાની ઉશ્કેરણી કરવામાં તે ચંડાળો એ મરનારને પણ સા-

અક્ષર ભૂષણો નીજનાં કર્યાં;
કથન કવિના ના કથાય રે,
રૂદન તો કરે નાખી હાથરે. ૨૨
વદન દીસતું હાય ઝાંખતું.
પુર-બજાર ચોકમાં ન કો છતું;
સહુ જને દીધી હડતાળરે,
અરર શું કર્યું કૃર કાળરે. ૨૩
ગુર્જરી પ્રજા શોકથી સ્તવે.
રામ "કોકાભાઈ" ક્યાં મળે હવે;
સરસ સ્નેહ મણી મિત્ર રે ગયા,
દશ દિશ દીસે ક્રુર કાળહા! ૨૪
વિનય વાદમાં સત્ય આગ્રહના,
સબળ સંપથી નેકીમાં રહ્યા.
પળ પિછાની હા! સાહ્ય આપતા,
તદપી કાં! ગયા ફેતરી છતાં; ૨૫
શીપન રાજ્યની આ રૂડી ઘડી.
ખચિત ખોટ તો આપની પડી;
નિડર ધુમીઆ ઓ વિના વગે,
"વરતમાન" થી હાં! જગે જગે. ૨૬
ગરજ ગુજરાત મિત્રથી સરી,
વિજયવાન હાં! કેમ વિસરી;
કથન કારમા લેખી લક્ષથી,

---

મીસ કીધા હતા જેથી સાડા ચાર માસનુ કાચુ કેદખાનુ ભોગવવું પડેલુ છતાં જરા પણ હીમત છોડી નહોતી. મરનાર ઘણુજ છટાદાર ભાષણ લખતા. કેટલાક ગ્રંથો પોતે જોડી કાઢયા હતા અને કેટલાકના તરજુમા કરીને છપાવી પ્રસિદ્ધ કીધા છે ખત કમાલા લખવામાંતો મરનાર એકકોજ હતા. મરનારના સદગુણ લખતા માંડીએ તો એક મોટો ગ્રંથ થાય માટે અમે મરનારની નોધ આ બુકમાં માત્ર ટુંકમાં લીધીછે

કપટ કુચાલી ટાળવા મથી. ૨૭
વિવિધ ભેદથી ભુર ભેદિયા,
સમુહ વ્હેમને નાસી ખેદિયા;
હિત ચહ્યા વધુ નીજ દેશનું,
કુસમુળ કાઢિયું દુર કલેશનું. ૨૮
સદન સંપને રે રહ્યા ઠરી,
સરળ ભાવથી નીતિ વિસ્તરી;
કુપથ કાપિયા જ્ઞાન આપીને,
વધુ સમારગે ફુડ સ્થાપિને. ૨૯
કલમ શસ્ત્રથી દુર નાસિયા,
સજન સુશ હો સુખિયા થયા;
નિડર નેહ તો નીતિથી ધર્યો,
સુજશ રે બધે જુગ વિસ્તર્યો. ૩૦

સોરઠા.

થયો સુ જશ જગ આજ, કીરત કામ પ્રીયતે કર્યાં.
ફીપાશંકર દિલદાઝ, મિત્ર વિરહ દુખ વેઠીવું. ૩૧
મન ધરી મંછારામ, દુખદ પત્રિકા પાઠવી;
તજી ખુશિખાબુતમામ, મંદવાડ સુણી મીત્રનો. ૩૨
દેશીમીત્ર મુખ મ્લાન, કાળોતરી કળિ કારમી;
તજ્યા કીકાભઈ જહાન. મિત્રમરણ વાંચી રડયા. ૩૩
શેઠ મિયાજી ભાઈ, રડયા નુરૂદીન નેહવશ;
નગરશેઠ દુખદાઈ, શોકકરે ખંભાતિ જન. ૩૪
નેન વહે નીર ધાર, ફીપાશંકર શોચે વધુ;
ફરી બેઠા કીરતાર, હણ્યો કૌસ્તુભ કીકાભાઈ. ૩૫

સોરઠની ગઝલ.

પ્રાણ સ્નેહિ મારા હો પંખિડા!
પ્રેમ બંધ તોડી ઉડે કયહાં? પ્રાણ!
હજુ સાંજ ઝાંખિ ઝઝૂમિના!
કાળિ મીણુ શત પડિ કહાં!

દિન ઉગ્યો ને ઝળહળો!
રાગ-રંગ સંગ બિડી શું આ !!! પ્રાણ. ૧
હજૂ જોયું-સાંભળ્યું-ભોગવ્યું-
સુખ સ્વપ્નું નાહિં પૂરૂં થયું !
અમી ઘુંટડો ભર્યો ના ભર્યો !
પ્યાલો હાય અધર ઢળે શું આ !!! પ્રાણ ૨
આમ માડિ તારિ આ ટળવળે!
થતિ ખાંડિ જોડિ આ વલવલે!
પુમડાં શાં બંધુઆં બાહુઆં!
કકળે કો દિલ હિઝરાયલાં !!! પ્રાણ! ૩
જાય જાય-શું તજી આ બધાં!
હેત ઘેલડાં તુંજ લાડિલાં!!!
કાળ જાળજે આ પસારિશે!
બાળ ફાળ શાને ભરે તું હયાં!!! પ્રાણ! ૪
એક ડાળે આપણ ડોલતાં!
કહે કંઠ મેળવી બોલતાં!
વિખરાશે મંડળી તાહરી!
મુજ બેલડી તુટશે અહા!!! પ્રાણ! ૫
શમશેર જલદ તું માહરી !
મહાકાળ ઢાલ ધિંગી ખરી!
રણ રંગમા બેહુ ઝીલતાં!
હવે ઘુમવું પ્રભુ!! એકલાં!!! પ્રાણ! ૬

[મંછારામભાઈ.]

---

નડીઆદ સત્યસાગર પ્રેસ.